## વાંચો! વાંચો!! વાંચો!!!

### ઈસ્માઈલી ભાઈઓને

# એલ્તેમાસ

## તદન સસ્તી ચોપડીઓ!!!

આપણા ઈસ્માઈલી ફીરકા માટે લોકો ખોટા ખોટા વહેમ બતાવે છે, અને આપણાજ ભાઈઓ જેઓ ઈસ્માઈલી ફીરકાના ઉંચા સીદ્ધાંતોથી નાવાકેફ હોવાથી બહાર ખોટી ખોટી અફવાઓ ઉડાવે છે ને તેથી ઈસ્લામી અને બીજાઓ ટીકા કરે છે તેથી અમારા મંડળ તરફથી તદન સસ્તી કીંમતે નાની નાની બુકો પ્રગટ કરી આપણા મહાન પીરોએ ઝમાનના ઈમામના હુકમ મુજબ શુદ્ધ ઈસ્લામી તાલીમ હીન્દુ રૂઢી મુજબ રજુ કરીને દુન્યાને દેખાડી આપ્યું છે કે:—

"ખુદાઈ ધર્મની તાલીમ ઈસમાઈલી ઈમામી ફીરકાના સીદ્ધાંતોથીજ ફળીભૂત થાય છે."

અમારા મંડળે તેવાજ શુદ્ધ હેતુથી સાહસ ખેડયો છે, તેને માટે આપણા લાગણીવાળા ધર્મ બંધુઓએ ઘટતો ટેકો આપ્યો છે, પણ જો વધુ પ્રમાણમાં આપણા દીની બીરાદરો અમારા મંડળની સસ્તી બુકો સામટા પ્રમાણમાં ખરીદ કરવાની દીલાવરી દેખાડશે તો અમો તેઓ નામે ઉપકાર જાહેર કરતાં રહેશું!!!

### હમણાંજ ૪ સીરીઝ બહાર પડી ચુકી છે!!

## તૈયાર છે! તૈયાર છે!! તૈયાર છે!!!

(૧) સતપંથની સચ્ચાઈ (૨) સતપંથની દેવીયો (૩) આત્મ દર્શન (૪) એક ખ્રીસ્તી પાદરીનું લેકચર.

(૫) એક રેલ્વે મુસાફર (૬) આકાશી સાંકળ! છપાય છે કીમત ૧ પૈસાથી ૧ આના સુધીજ રાખવામાં આવે છે. સામટી બુકોના જાથુકના ગ્રાહક થઈ ઉતેજન આપવા માટે

## તુરતજ નામ નોંધાવો!!!

લખો:—ઓનરરી સેક્રેટરી,

**ધી ઈસ્માઈલી સાહિત્ય મંડળ.**

ઠે:—કાન્ડી મોહલ્લા જેલરોડ, પો. બો. નં. ૫૦૧૭.

મુંબઈ નં. ૯.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય ૧૩૧૪૦

# વાંચનાર બંધુઓ! બન્ને તરફ વાંચી હક બાબત ગ્રહણ કરજો!!

## દુર્રરાએ ઈબરત

યા અને

## જ્ઞાનીઓન ગૌવ્હર.

હે "ઇસ્નાઅશરી લેખકો" તમારી નાલાયકીની ચાલ નહી બદલશો, બીજાના ધર્મો ઉપર હુમલા કરવા નીંદા કરવી તહોમતો મુકવી, બદ બોલવું 'તબર્રા' 'તકીયા' નો રસ્તો અખત્યાર કરીને શું ધાર્યું છે? આમ કરવાથી તમો જન્નતમાં જાવા માંગો છો!!!

શું આમ કરવાનું કંટ્રાક લઇ બેઠા છો!! તો કહેશો, જે તમોને કીયા ખુદા યા રસુલ યા ઇમામે આમ ફરમાવ્યું છે? 'નહી' તો ખુદા કહે છે કે એવા કામ કરનાર જહન્નમી છે. તો હે ભાઇઓ! આ પેશો તમારો પોતાના રૂહ ઉપર જુલમ કરનારો છે, તો તમોને કયામતનો અને તમારી આકેબતનો ખ્યાલ નથી આવતો! આમ દામ્ભીકપણાથી તમારી જીંદગી માંગો છો! તમારી 'મુખમ્મસ' ઇમામ માટેની તમો લખો છો વાંચો છો છતાં તેમાથી નઝ ના પડી!! તો ખુદાએ શું તમારા સીના અને કાન ઉપર મોહર મારી છે.!!! જોતાંમાં, ઇમાનવાલાને તેમજ દેખાય છે. ઇમામનું ઘર છોડી (કે જે કીશ્તી નુહ નબીના જેવી છે) હવે મુજતેહદો ઓલમાં આલીમ મુલ્લાંઓના નાવમાં સ્વાર થયા! તો ભાઇ તેઓ પોતાની નાવ કયાં જાય છે તેનુ ભાન ધરાવતાં નથી! તો આખરે પસ્તાવો કરવો પડશે તો દમ છે ત્યાંસુધી, અક્કલ છે ત્યાંસુધી, સમઝી લો;

**=મુખમ્મસ=જરૂર ફરી ફરી વાંચજો!!!**

ઇર્ષાળુએ પોતાના દોસ્તોના સાથે પણ શલુક કર્યો નથી. તેમ (નેક ખસલતના કાર્યોને) દુરગુણ કરી જાણ્યા છે. તો આપની અકલ અને નજર ઇર્ષાઇમાં ફેરવી નાખેલ છે. તો આપને સગુણો સમઝાશે નહી.

**જીસ્કા સીના ખુદાને કીયા હય કાલા!**
**વોહ કયું કર પહેચાને નુરે આલા!**

જેને ઇમામોથી હીદાયત બંધ થઇ હોય તો પછી તેના દીલમાં રોશની હોય ક્યાથી? (ઇમામોની હીદાયત મીસ્લે ચીરાગ છે) તેની ખુબી આંખોવાળાને અજબ મજા પમાડે છે.

મી. કાસમના વારસ અલીભાઇ રાજન તેના મદદનીસ (ગુમનામ) ગૈન વી. વી. માટે ખુદા પાસે હું દુવા માગુ છું!

**યા અલ્લાહ ઉનુકું તું નેક હીદાયત કરના!**
**જો ન માને તો ઉનુસે દોઝક કો ભરના!**

ભાઇઓ તમો ખુબ જાણો છો, જે ખુદા અને રસુલ અને ઇમામોએ તમોને નથી કહ્યું તે કામ તમો કરી રહ્યા છો 'તાબુતો' પંજાઓ, લાશો, ઘોડાઓ, વીગેરે અનેક પ્રકારનાં નુસકાઓ ઉભા કરીને મુલ્લાં વીગેરે કવીઓ, નવ્હા વીગેરે બનાવી આવેલા રાવીઓના બ્યાનો વી. ઉપર તમોએ મઝહબી આધારે કરી લીધો છે! બતાવો કયાં ઇમામે કે રસુલે એવાં કામ કરવા, કે કરાવવાનો કોઇ હુકમ કર્યો છે? આ એક પેટભરાઓની ઉભા કરેલ રીસમોને અખત્યાર કરીને હક રસ્તાથી પીઠ દઇને ચાલી નીકળ્યા છો! ઇમાનદારોના ઇમાનોને કઇ રાહ પર ટકાવી રાખ્યા છે? કાંઇ ભાન છે, કે તમોને એવાં કામ કરવા કરાવવા ઇમામો કે રસુલોએ નથીજ બતાવ્યા તો પછી શા માટે તમારી આકેબાત બગાડી રહ્યા છો? અને દુનીયાની નજરે ઇસ્લામના હુકમથી વીરૂધ વરતન આદરી બેઠા છો!! બુત પરસ્તી કરતા પણ તમોએ વધારે ખરાબ કરી બતાવ્યું છે! હવે પોતાને કંઇ તરેહના ઇસ્લામી કહેવડાવો છો???

યજીદવાળા મસજીદો રાખતા, નીમાઝ પડતાં, કુરાન રાખતાં, માનતાં, પણ ઇમામને નહિ ઓળખ્યા. ખેર પણ સામે થઇ જંગ કર્યા ને આખીર કાફીર કહેવાયા અને દુનીયાની લાનતો પડી! (પણ તે ઇમામની નસલ રસુલના કોલ પ્રમાણે કયામત સુધી છે) હાલ જમાનામા તમો ઇસલામી કહેવડાવીને શા માટે ઇમામ સાથે તાનાઝની તોહમતો ગાળ ગલોચથી જંગ મચાવ્યો છે? અને પોતાને ગુમરાહ કરી રહ્યા છો? આ અમારી ચેતવણી તમોને ગોઠશે કે?

આ હમારી ઉંચી સલાહ છે કે, જો તમો હમારા મોલાને માનતા નથી તો આજથી બદ બોલવું છોડી દો. તમે તમારૂ કરો, સુર્ય સામે ધુળ ઉડાડી પોતાના મુખ ઉપર પડતુ બંધ કરો. તમારી હાલત ઉપર વીચારો.=નુરે હીદાયત=ઇસ્નાશરી માટેનું માસીક છે, તેના પૃષ્ટ ઉપરના શએરનો ભાન કરાવુ છુ.

## ઇશનાશરીઓ માટે?

(હાદી હમેશા છે) = હાદી કી કદ્ર કરનેકો તશરીફ લાઇએ = ઇસ્નાશરીના નશીબમાં નથી.
બેશક = સોતી હય કોમ ઉસકો ખુદારા જગાઇએ – (ઇશનાશરી કોમ)
= ડર હય કહીં યે કોમકી કીસ્તી ડુબ ના જાયે =
અ. = અબ હાથો હાથ ઉસકુ કીનારે લગાઇએ!!

શાબાશ! પોતાની કોમનાજ માસીકમાં બીચારા ઇસ્નાશરીઓ માટે કેવો શએર લખ્યો છે. ખરેખર આ બુધ્ધિ તેને ખુદાએજ આપી છે. શાબાશ! એવીજ રીતે પોતાની કોમની એ વારસી જાહેર કરતા રહે તો કેટલુ સારૂ???

ઉપલા શએરથી સાબિત થાએ છે કે તેઓ પોતાની કોમની કિસ્તી ડુબે છે, અને તેના માટે પરવરદિગાર પાસ ફરિયાદ કરે છે, બચાવ! બચાવ!! અને વળી અમોને શીખામણ દેવા નીકળ્યો છે. અરે, નહિ! નહિ!! એતો કુફીઓના ટોળાં માંહેલો ઓળખાવવા નીકળ્યો છે, અને ઇમામતનુ નુર જે રોજે મહેશર સુધી રહેવા વાળું છે. તેને મીટાવા નીકળ્યો છે અરે ભાઇ! પણ નુરે ઇમામત મીટાડવાનું યજીદીઓએ ઘણું કર્યું, પણ ના મટયુ ના મટયુ. "મીટ ગયે મીટાને વાલે." એ નુરતો રોજે મહેશર સુધી એ પાક આલમમાં બીરાજતુંજ રહેશે=માટે આ જમાનામાં તમારી એવી નીચ કોશીશોને છોડી દો.

ખુદા તમોને નેક હીદાયત કરે. બસ બીજું શું કહું ! યજીદીઓ પોતાના ઇર્ષાના જોરને લીધે, તમ્માને લીધે, છેવટ સુધી ના સુઝયું, ઇમામે હુજત તમામ કરી પણ તે વાંકા ચક્ર (ભાવી) ને ના સુઝયું તે નજ સુઝયું; તો આપ સામે મારી સારી સલાહનો અસર થવો ના થવો તે તમારાં ભાવી ચક્ર ઉપર હીસાબ છે. હું ખરી વાત છે તે રજુ કરી દઉં છું; હવે તમોને હીદાયત થાય ના થાય તે ખુદાના હાથમાં છે !!!

કુરાન માટે તમારા ઓલમાં મુજતેહદોના વીચારો ક્રાતાબોથી મી રેમાની ને K. H. સીંધીના, જવાબના પેમ્ફલેટથી શાબીત કર્યા છે. તમો નુરે હીદાયતમાં લખ્યું છે કે, સાચું કુરાન મહેદી સાથે ગેબ છે અને પ્રચલીત કુરાનને મનવાની વાતો કરો છો તો ભલે ભાઈ ભલે એક બાજુ આમ લખો, બીજી બાજુ બીજા લેખોમાં તેમ લખો છો ! ભાનભાન કાંઇ છે કે નહી? ખેર તો જરા દુનીયા સમક્ષ બાર ઇમામ, બારમો ગયેબ થશેનો આયતો કુરાનથી દુનીયાને બતાવો ! જરૂર બતાવજો ! હજુ સુધી તમો બતાવી શક્યા નથી ! તો જરૂર બતાવો ! નહી તો લોચાં ચુથવા ગોલ ગપાટાની કલમ ચલાવી, મકર પેગો બન્ધ કરો. નહિંતર સ્પષ્ટપણે ઇસલામી સામે આયત પેશ કરો.

## નુરે હીદાયતના એડીટર અલીભાઇ રાજનનું પોકળ અને ગૈનની ગુમરાહી બાબે !!

અલ્લાહ પાક પોતાના કલામે મજીદમા ફરમાવે છે, કે જે જુઠાઓ છે, તેઓને હું બે જનહાનમાં ખરાબ કરૂં છુ, આ દુનીઆમાં તેઓ ખોઆર ઝલીલ થાએ છે અને પહેલા દુન્યામાં અહિંયા મરવા પછી તેઓ હાવીઆ દોજકમાં જાએ છે !!

તહેકીક અલાપાકના કલામ ખરા છે. જે લોકો ઇમામો, નબીઓ, માથે જુઠી આડ ચડાવે છે, પોતાની નાપાક ઝબાનથી હલકો પાડવાની કોશીષ કરે છે, તેઓને બેઇમાનીનો બદલો તુર્ત મળી જાએ છે. પછી જીઆરે દુનીઆમાંથી તેઓનો નીજસ રૂહ કબ્ઝ થાએ છે, તીઆરે તેવા પાપીઓ હાવીઆ દોઝકના અધીકારીઓ થાએ છે.

આ દુનીઆમાં હમેશાં નબીઓ અને પાક માસુમ ઇમાનોની સામે પાપી માણસ થતા આવીઆ છે, જેઓનો અસલથી એવું ધોરણ છે કે નબીઓ, ઇમામો, અને ખુદાના ખાસ બંદાઓની જુઠી નીદા કરે છે, તેઓની બુઝરગી પવીત્રપણું જોઇ દીલમાં બળીઆ કરે છે. તેઓને હલકા પાડવાની કોશીષ કરે છે, તેઓ માટે ગાળગલોચ કરે છે, તેઓ માથે જુઠી તોમતો મુકે છે, અને માહાન પુરૂષો પર ખોટી આડ ચડાવતાં વાર નથી કરતાં, તે નાલાએકો ગીધ પંખી જેમ મુરદાર ખોરાક ગોતે, દુક્કર ઉકરડા ગુંથે તેમ હમેશાં તેવા ખબીસોની ખોરાક નબીઓ ઇમામોની ગીબત નીદા કરવામાં પસાર થાએ છે. અને આ દુનીઆમાં તુરત તેઓ ખોઆર થાએ છે, અને પેલી દુનીઆમાં અઝાબે શદીદના અધીકારી થાએ છે.

આવી રીતે ખોજા કોમમાં મશહુર થએલ મી. કાબા અને તેના ખલીફા અલીભાઇ રાજન, અને કાબાના મરવા પછી તેની જગ્યાનું ચારજ સંભાલનાર મી. ગૈન (જે ઘણું કરી હલકા ખયાલનો હલકટ જંગબારના અશનાઅસરી મુસાફરખાનાનો મુજાવર છે.) રાત દીવસ

અહેલબે–તે રસુલ સ૦ ના દુશમન થઇ તેઓની નીંદા ગીબત કરવામાં સવાબે–અઝીમ સમજી બેઠા છે.

હમણાં થોડા દીવસ થયા, અલીભાઇ તરફથી એક પાપી પુસ્તક બાહાર પડીઓ છે, જેનું નામ અશનાઅસરી સચ્ચાઇનો ડંકો રાખવામાં આવીયું છે, તેના લેખક તમામ નીચમાં નીચ મી. ગૈન નામી છે. તે પુસ્તકમાં એવી હરામઝાદગીની ઝબાન ચલાવી છે, કે કોઇ પણ મુસલમાન વાંચશે તો તેને લાનત કરીઆ વગર નહીં રહેશે પણ ખુદ અશનાઅસરી પણ તેને લાનત કરીઆ વગર નથી રહેશે.

અલાપાકના લાખ લાખ અહેસાન કે, પોતાના પવીત્ર ઇમામો જે ખાસ અલાપાકની હુજતે અઝમ છે. તેઓ માથેથી કલક દુર કરી નીશકલંક જાહેર કરે છે. જે પાપી ઇલઝામ જનાબ ઇમામ હ. ઇસમાઇલ ઉપર પાપીઓએ પોતાના પાપી પુસ્તકમાં લખીયું છે કે હ૦ ઇસમાઇલ છાટકો થઇ ગયો હતો શરાબ પીતો હતો તેને ઇમામ જાફરે સાદક અ. મે પોતાના ફરઝંદોમાંથી રદ બાતલ કરીઓ હતો. તેનો જવાબ હું આપું તેથી આગળ એજ ખુન પરસસ્ત ટોડાના માનવંતા મોલાના હાજી નાજી ખેરૂલ ઝાકરીન ચાલુ સાલ ૩૪ અંક ૧૧ મો રાહે–નીજાતમાંથી આપી દીધો છે; તે સદાબરો આપ સાહેબોના વાંચવા માટે લખીસ જેથી આપ જાણી શકશો કે સચાઇના ડંકાની પૂરેપુરી ખોવારી અને તેના ચુરેચુરા ખુદ હાજી નાજીના હાથે થઇ ચુકીઆ છે. તે સાહેબ લખે છે કે, "હ૦ ઇસમાઇલ માથે આ જુઠી તોમત છે. અશનાઅસરીઓનો એવો અકીદો નથી. તેનું પાક જીવન નીશકલંક હતો !" તે આગળ વાંચી ખાત્રી કરશો.

ત્યારે ખાતરી થાએ છે કે આ પલીત પુસ્તકનો લખનાર મી. ગૈન, પ્રગટ કરનાર અલીભાઇ રાજન, પઇસા આપી છપાવનાર નુરમોહમદ ગેલા, અશનાઅશરી નથી ! કોઇ આતશ પરસ્ત યા યહુદી યા આરીઆસમા યા યઝીદી ફોજના સીપેહ સાલાર છે. જેઓએ વગર વીચારે પાક ઇમામ ઇસમાઇલ માથે આવા ગલીચ વિચાર જાહેર કરીઆ છે !

હે કરમચંડાલો ! જોઇ ! અલાપાકની કુદરત ! જોઇયુ ઇમામે ઝમાનનો મોજેઝો ! જીવતો જાગતો સાચો મોજઝો એનુ નામ ! તે તમારૂં જુઠ ! ખુદ તમારા આગેવાનના હાથે પ્રગટ થઇયું છે ! હમણા તમારા લખાણુની પ્રજા શુ કદર કરશે ! તમોને પુરેપુરા ચંડાલ ! બેઇમાન ! જુઠ બોલનાર ! સમજી તમારા પાપી પુસ્તકને ધીકારની નઝરથી જોઇ તેના માથે થુકસે ! સાચો મોજઝો એનુ નામ ! બાકી હાથ ચાલાકી અથવા શોબ્દાબાઝીને મોજઝો નહી કોવએ અથવા તીલસમે હોશેરૂબી જેવા કોઇ મોજઝો આજ સાયન્સના ઝમાનામાં નહી સમજે કે ગીલેમમાં વાઘની શીકલ હતી તે સાચો વાઘ થઇ ગયો. ફલાણા ફલાણાને ખાઇ ગયો. બાકી જે તેને કેદમાં પુરનાર અઝીયત દેનાર તેને પાગલ બનાવનાર તેને કાંઇ નહી થયું. અને અજબની વાત તો એ કે આવા મોજઝા જોઇને તે સાહેબ માથે ઇમાન કોઇ નહીં લાવે કારણુ કે આતો બચ્ચાઓને રમાડવાની વાતો છે જેની માથે બુધ્ધીશાળી માણુસ હસીઆ કરે !

તમો પોતાને ગમે તેવા નાજી સમજો વીધવાન સમજો બીહસ્તના ઠેકેદાર સમજો. પણુ કોઇ શાએરનો કોલ સાચો છે.

કહી પસત ફીતરત સે આલી હુવા હયે,
કમીના રઝાલત સે ખાલી હુવા હયે.
અદુ આલે એહમદ કા નાજી હો કીયું કર,
હરામીભી યારો હલાલી હુવા હયે !!

ઓ ! મી. કૈન ! અથવા અલીભાઇ ! શું ! તમોએ સચાઈ તેમાં સમજી છે, કે, ઇસમાઇલી ઇમામોને ગાળો દેવી તેની શાન મુબારકમાં બદ ઝબાની કરવી તેઓને હલકા પાડવા, જે હઝરત રસુલ કરીમ સ. ની આલ પાક છે જનતે ખાતુન ફાતમા ઝેહરા અને અમીરૂલ મોમીનન હ. અલી અ. ની પાક નસલ છે, તેની શાનમાં આવા ભુંડા કલામ કાઢતા તમોને શરમ હયા કાઇ પણ ન આવી ! અએ મુસલમાનીના નામને લજાવનારા મહુદીઓ ! યઝીદી ! તમો ! "નામદાર આગાખાન" જેવા માનવંતા ઈમામે ઝમાનની આવી હલકાઇ કરતા તેને ગાળો દેતા ખુલી રીતે તેના માથે ન છાજતા હુમલા કરતા તમોને ખુદાનો કે ગવરમેંટ સરકારનો ખૌફ નથી થતો ! શું તમો બ્રીટીશ સરકારની હસતી પણ ભુલી ગયા છો ? જે "નામદાર આગાખાન" જેને દરેક ઇસલામી આલે રસુલ સમજે છે તેને કોઇ સૈયદ, કોઇ પીર, કોઇ "ઈમામે ઝમાન" સમજે છે, તેને વીશે પોતાનું હરામીપણું વાપરી કેવા કમીના શબ્દ વાપરીઆ છે અને અમો, તેના માનનારાઓના, દીલ રંજીદા કરીઆ છે ! શું ? તમો એમ સમજો છો કે હમણાથી ખુની મેહદીની બાદશાઇ ચાલુ થઇ ગઇ છે ! તમોપોતાની પલીત ઝબાનથી જેમ ફાવે તેમ બોલસો ! તમોને કોઇ કેહનાર ! કે જવાબ દેનાર નથી. '

કુરબાન થાએ મારા મા બાપ મારી જાન, તે "પાક પાકીઝા ઈમામે ઝમાન હાદીયુલ મેહદી સુલતાન મોહમદશા" પર, તેની હુઝુર મુબારકમાં જીઆરે તમારા તાણુતીઓની વાત નીકળે છે, કે "યા મોલા આપને એ ઇમાનો ગાળો આપે છે," તીઆરે તે કરીમ ઇબનલ કરીમ, સાબરીન ઇબનલ સાબરીન, સખી ઇબનલ સખી, પોતાની પવીત્ર જબાનથી ફરમાવે છે કે, "એસા કોન નબી થા જીસકો, લોગોને નહી સતાએઆ હો, ઓર ઉસકો ગાલીઆ ન ધી હો, ઓર એસા કોન હાદી ઈમામ ન હુવા હો જીસકો હાસદોનો ગાલીઆ ન ધી હો, વો મુજે ગાલીએતો દેગે ઇસમે કોઇ તાઅજજુબકી બાત નઇ મગર તુંમ લોગ ઇસકે વાસતે દોઆ માંગો કે ઉનકો હીદાયત હો !" સુબહાનઅલા આબાદ પોતાના જદ હઝરત ઇમામ હુસેન અ. જેવો સાબરીન ગોયા તેની મીરાસમાં સબરનો હીસો આવીઓ છે. નઇકા તમો કોણુ ? ત્રણ દોકડાના રખડતા ભીખારી જેવા, મુલ્લાંગીરી કરી પેટનો ખાડો માન-માન સાચ જુઠ બોલી ભરનાર અને કયાં તેની પવીત્ર ઝાત.

ઉસકે સબર કો દેખો અએ બે હયા રઝીલો !
અપને સીતમ કો દેખો અએ બે શરમ કમીનો !!

હમણા આ મુસાફરીમાં તે નુરે ખુદાએ ફરમાન મુબારકમાં ફરમાવીયું કે, કેટલાક ખોજા અશનાઅસરી છે, "તેઓની સાથે હું મોહબત રાખું છુ, અને તેઓને હું સારી નઝરથી જોઉં છું" તે આકાએ નામદારની આવી મહેરબાની અને તમારૂં આવું નીઝાએઝ બોલવું તે ઇમામે

ઝમાન, દીની સરદાર, જેના લીધે દરેક મુસલમાન પોતાનું આખેરી ફખ્ર સમજે જે પાક સૈયદનો નામ અદબથી બોલે તેના નામ સાથે તમો આવી હરકત કરો, મોઢામાં જેમ આવે તેમ બોલો, અરે બદમાશો ! બુતપરસતો ! જાહેલ જંગલીઓ ! તમારા જેવી નાલ એક કલમ આજ સુદી કોઇએ ચલાવી નથી અને આવી બે ઇમાની એતેકાદ આલે રસુલ માટે કોઇ પણ ઇસલામીનો હોએજ નહી અને મારા ખ્યાન પ્રમાણે સખત હીન્દેષનો સીમર મલઉન પણ આવી બે અદબીના બોલ જનાબ હઝરત ઇમામ હુસેન અ ની સામે નહી બોલીઓ હશે ! જેવી નાલાએકી તમો લોકોએ કરી છે !

શું તમો આવા ગાળ ગલોચ કરી અમો ઇસમાઇલીઓને દબાવી દેશો અને તાબુત્તીઓને ઉશ્કેરી ઉશ્કેરી લખો છો કે દરપોક ના થાઓ ! હીમત સાથે લેખકોએ જવાબ આપવા જોઇએ ! વાહા ભાઇ ! આતો એવી મીશાલ છે કે, સુએને બીલીસે નાક કટવાઇ ! અએ બેવકુફ મી૦ ગૈન તમો મોટા બાહાદર છો તો શુ તમોને ખાતરી છે કે તમારી દમકીથી ઇસમાઇલી બચા ડરી જશે. ? અને તમોને એટલી જુરત થઇ છે ! જે ઇસમાઇલીઓનો સામનો કરવા નીકરીઆ છો ! શાબાસ તમારી બાહાદુરીને ! મગર હું આપને પુછું છું કે બાહાદુરી કરવી અને બાહાદુર તરીકે ઝીન્દગી પસાર કરવી તમારા કીઆ કીતાબમાં લખેલ છે ? તમારા ઇમામનો તો ફરમાન છે કે જેટલે સુદી હું પાછો ન આવું તેટલે સુધી તમારે ચુપ ચાપ રહેવું, તકીઓ કરવો, સાફ બોલવું નહી ! તવારીખના પાના ઉથલાવી જુવો કે તમારા કરમમા બાહાદુરી લખેલી છે ? તમારા પંચવાળાઓએ કીંઆ બાહાદુરી બતાવેલી છે તેવુ કીંઆ વાચીયું છે ? ઓ બે હયા ! તમારા મગઝમાં ખન્નાસ પેદા થયો છે. નહીકા એક બકરીનો બચો શેરના શીકાર માટે તયાર ન થાએ ! તું મુરદાર કોમનો માણસ એક ઝીંદા દીલ કોમની બરોબરી કરવા નીકરીઓ છે ! તમો કોઇ દીવસ ઇસમાઇલી બચાને નામરદ અથવા ડરપોક ડરી જનાર તવારીખમાં વાચીયું છે ? જે કોમ પોતાના આકા સરદાર સાથે હમેશા પોતાની જાન કુરબાન કરનાર મશહુર છે. જેઓની બાહાદરી હુર બીન રીઆઈ અથવા માલીકે ઉસતર જેવી યા મુખતીઆર ઇબરાહીમ જેવી હોએ, જે નામવરોએ પોતાના ઝમાનાના ઇમામ સાથે પોતાની, જાનની બાળ બચાઓની, ઘરના બાગબગીચા, સુખ, આનદની રતી ભાર માટે પરવા નહી કરતા પોતાના આકા અમીરૂલ મોમનીન અલી અ૦ અને હઝરત હુસેન અ૦ પર પોતાના માથા કુરબાન કરી દીધા તે પાક ઇમામોનો જાનશીન તેની પાક ઓલાદ ઝાહેર ઇમામ ને માનનાર હોય તે તારા જેવા શીઆળ યા લોમડીના લલકારથી ડરી જાએ ! હરગીઝ નહી ! અને તારા નાલાયક પાપી પુસ્તકના જવાબ નહી આપે ? ઓ મી૦ ગૈન તું ભુલે છે ! ખરેખર તુ નીંદમાં છો ! ! !

જાન જાએ યા સર કટે ઉસકા ગમ રખતે નહી !
મરદ સચી બાત કરને સે કભી ડરતે નહી ! !

ભાઇ ગૈન ! જે બાહાદુર હોય તે મેદાને મરદ થઇ ઉભો રહે છે, જેવી રીતે જનાબ હ૦ ઇમામ હુસેન અ૦ (અલાહુમ્મ સલેઅલા મોહમદન વઆલે મોહમદ) કેવી બાહાદુરીની સાથે કરબલાના મેદાનમાં ઉભા રહીયા ! કેવી સચાઇની સાથે પોતાના દાવા માથે આદક

રફીસા ! એક તરફ઼ ઝાલમોનો જુલમ ! પોતાના અઝીઝો અકરબાનો મોત ! બીજી તરફ઼ યઝીદ પલીતના હલાવનારા દુનીઆના સુખ ! પણ સાચો ઇમામ કોઇ દીવસ કોઇની તાબેદારી નજ કરે અથવા ન મેદાનમાંથી ભાગી જાએ ન કોઈ ગાર કે ગુફામાં ભાગી જાએ સાચાને ભાગવાની જરૂર શું ? જો ભાગી જાએ અથવા ઝાલમની તાબેદારી કરે, તો પછી ઇમામત કેવી રીતે કરી શકે ? વળી તીઆ ઇમામના આશક પણ કેવા સાદકુલ યકીન હતા કે જેમ દીવાની જોતમાં પતંગ પોતાને બાળી ફ઼ના કરે તેવી રીતે પોતાને સાબત કદમ રાખી પોતાની જાન ફીદા કરી ! જો તમારે બાહાદરી કરવી હોય તો સરદાર વીગરની બાહાદુરી નકામી છે. પેહલે સરદાર ગોતી હાથમાં કરો તેને બોલાવો તેને સમજાવો કે બાપુ સા માટે છુપાઈ બેઠો છે ? હમણા તારી બાહાદુરી બતાવ ! મેદાને આવ ! પછી તમો અમારી સામની કરજો હમણા તમારી ધમકી તમારી કીંમત નકામી છે ઉલટી પોતાની ફ઼જેતી કરાવો છો.

હા ! એક વાતમાં તમો બુતપરસત બાહદુર છો ! ને કઇ વાતમાં કે ગાળો દેવામાં, અસભ્યતાના લેખ લખવામાં અને તેમાં તમારા બેઇમાન આગેવાનોએ તમોને એવી બે હયા તાલીમ દીધી છે કે જેમ જેમ મુસલમાનોને ગાળો આપશો, લાનતો કરશો, તેમ તેમ બેહસ્ત તમારી છે ! જનતના દરવાઝા તમારા માટે ખુલા છે ! તેના લીધે હમેશા તમો તમારા મુજતેહદો સુની ભાઇઓના પેશવા ખુલફ઼ાએ રાશદીન હ૦ અબાબકર હ૦ ઉમર હ૦ ઉસમાન યા તેઓના હદીસોની, ઇમામોની નીદા કરો છો તેઓની શાનમાં ભુંડા કલામ વાપરો છો હમણા પર સાલ એક બદમાશી ભરેલો નાટક લખનેમાં તમારા ટોડાએ કરીઓ હતો જો પુલીસ બધ ન કરાવતે તો કઇક મુસલમાનોના તીઆ ખુન થતે ! બસ આવી બાબતોમાં તમો ગણા હુશીઆર છો પછી ખાસરા ખાવામાં તમારા જેવી બીજી કોમ મેં નથી જોઇ તેમાં પણ તમારો નંબર વન છે ! વળી રોદડા રોવા ઝલીલ હાલત પોતાની બતાવવી તેનો તમારો ઠેકો છે !!!

તમો તાબુતીઓમાં તે અસલ જાહેલીઅત એટલી બધી છે કે મુસા કાઝમની મોહબ-તમાં ગમે તેને ગાળો ! આપો ! ખુદ સુનતવલ જમાયતના સવાલોના જવાબમાં તેઓની ઝઇફ઼ રિવા-એતોનો આસરો લઇ પેગમબરે ખુદા મોહમદ મુસતફ઼ા સાથે અરે અલા પાક સાથે હમલા કરતા વાર નહી કરો જેનું ખુલાસાથી જવાબ ઇનશાલા "બુત પરસતોની બે હયાઇ ! સચાઇના ડંકાને સતપથના સોટાનુ માર !" તેમા વાચશો. તો અમારા ઇમામ ઇસમાઇલ અથવા તેની આલ પાક સાથે બેઇમાનીના હુમલા કરો તેમા અજબ થવા જેવું કાંઈ નહી.

હમણા આ ઠેકાણે વધારે વિવેચન કરવાની હું જરૂરત જોતો નથી. ગણુ કરી બધી બાબતોના જવાબ બુતપરસતોની બેહયાઇમાં વાંચસો.

આપણો વાદ વીવાદ, હઝરત ઇમામ ઇસમાઇલ બીન ઇમામ જાફ઼રે સાદક અ૦ ને તમો બે ઇમાનોએ જીઆરે સારાબી લખીઓ, છાટકો લખીયો, તીઆથી સરૂ થાએ છે. તમો પાક માસુમ ઇમામ માટે આવા હલકા બોલ વાપરો તીઆરે અમોને જોસ પેદા થાએ છે. કેમ કે અમે, તે ઇમામ અ૦ ને માનનાર છીએ. પછી તમોને જવાબ દીધો તે પણ તમારા

કીતાબોને આધારે, નઈ કે તમારી માફક માગ ગલોચ કરીને પરંતુ તેના જવાબમાં જે તમોએ પાપી પુસ્તક બાર પાડીયું છે તો તે પલીત પુસ્તક રીવીયુ માટે તમારી કોમના માનવતા મોલાના એફઝલ ઝાકરીન હાજી નાજીએ પોતાના રીવીયુમાં કુદરતે ઇલાહીથી તમોને જુદા પાડેલ છે. અને તમારી કોમના આલીમથી તમારૂ કાળું મોઢું થયું છે. અને હ૦ ઇમામ ઇસમાઇલ છાકટા નહી હતા બલકે પાક પાકીઝા હતા તેની હયાતીમાં તેના હાથે કોઈ ખરાબ કામ નથી થયો તે પાક પાકીઝા હતા. હાજી નાઝીનો રીવીયુ વાંચી, સાચા ઇસલા ી, ઇસમાઈલી, અસનાઅસરી, તમો અલીભાઇ રાજન તથા મિ. ગૈન બને પાપીઓ માથે ફીટકાર ધીકાર નાખસે વધારે નાલાએકી તો પઇસા આપી આવી પાપી પુસ્તક પ્રગટ કરાવનાર નુરમોહમદ ઘેલાભાઇ તુલીઆર (માડાગાસકર) વાળા છે, કે જે આફરીકામાં બેસી આવા શેતાની કામ કરાવે છે.

હે ઘેલાભાઇના છોકરા! તેં ખરેખર ઘેલાપણાનું કામ કરીયું છે! અવું કામ ગાંડા માણસ વીગર દાહયો પુરૂશ નહી કરે. જો તમોને ખુદાએ આપીયુ હોય તો કંઇ સારા કામ કર. એહલબેતે રસુલની નીંદા કરાવી દોઝકની સરટીફકટ શા માટે લીએ છે? તે કરતા હાજી નાજીને રકમ મોકલાવી હતે તો યદુલ્લાહના બેલની બુકો બાર પાડતે તો સરવે શીઆને અલીનો ફાએદો પોંચત. પરંતુ તમો નામના ભુખીઆ લગો છો. માણસ પોતાનું નામ એહલબેતની દોસતીમાં રોશન કરી શકે છે તો તમોએ, ઈમામો નબીઓ તેની આલ પાકની દુશમનીમાં નામ કાઢીયું. ખોજા કોમમાં કુસપનો બીજ વાવીઓ, નામના કાઢી! શાબાસ છે! ઘેલાના દીકરા! હમણા મારી ચોપડીમા જે અગ્પબુ પતરીકા લખીને તે પણ તારા નામની! ભલે તારૂં નામ વધારે રોશન થાએ!!!

હમણા હાજી નાજીએ જે રીવીયુ પાપી પુસ્તકનો છાપીઓ છે, તે વાચનારા વાચી દુશમનાને એહલબેત માથે લાનત કરશે!

રાહેનીજાત કીતાબ ૩૪ હીમો ૧૧ માં પાનો ૬૩૯ અશનાઅસરી સચાઇનો ડંકો અને ટ્રથના ઝુઠનું પોકળ ભાગ ૧ નું રીવ્યુ તથ હ૦ ઇસમાઇલ છાકટા હોવાની વાત ગલત છે. તેના ખુલાસા, હઝરત ઇસમાઇલ બીન જનાબે ઇમામે જાફરે સદેક અ૦ માટે એ કીતાબમાં કેટલેક ઠેકાણે છાકટા વીગેરે લખેલ છે. જેમ કે પ્રકરણ ૧ લા ના. ૧૮ માં પેજમાં છે કે હ૦ ઇસમાઇલને ઇમામે જાફરે સાદક અ૦ મે રદ કરેલ, કારણ કે તે છાકટો થઈ ગયો હતો. આગઠ ચાલતા થોડી લાઇન પછી છે કે જાફર સાદકે, ઇસમાઇલને, તેના છાકટા પણા માટે ગાદી વારસમાંથી દુર કીધો અને ૧૯ માં પેજમાં લખે છે કે, પેતાની ઓલાદમાથી બાદ કરીઓ, ઇતેઆદી, તો મી૦ ગૈને એ બાબતો યુગઝની ડીક્ષનરી તેમજ મઝાહેબુલ ઇસલામ વી૦ ને આદારે જવાબે ઇલઝામી તરીકે લખી છે. એટલે સામાં વાળાની જુઠી માન્યતા વીશે બીજા શું કહે છે, તે દેખાડેલ છે. બાકી એવી માનીતા તેમની ન હોયે!!

**અશનાઅસરીઓ મઝકુર બાબતોને ગલત જાણે છે! અને હઝરતે ઇમામે જઅફરે સાદક અ૦ મે ઓલાદમાથી બાદ કરીઓ નથી તે જુઠી વાત છે!!** જનાબે ઇસમાઇલે જો ઇમામતનો દાવો કરીઓ હોત તો દોબીન ઠરત પણ તેમતો એજ નહી તેઓ પોતાના વાલીદની હયાતીમાં ખુદાની રહમતે પોચીયા છે. હ૦ ઇમામે જાફરે સાદક

અ૦ ચાર માઇલ સુધી ઉગાડે પગે જનાઝા સાથે ચાલીઆ છે જનાઝાને કાંધો આપતા હતા અને તેમની કબરમાં ઉતરીને સુધને પછી દફન કરીઆ અને તેમની વતી નાએબ મોકલીને હજ કરાવી અને તેમના માટે ઘણાજ ગમગીન થયા.

કેમ મી૦ ગૈન !! અલીભાઇ ! જોઇયું ! જાગતો જીવતો મોજેઝો. તમારા આખા પુસ્તકનો આ રીવીયુથી સત્યાનાસ વળી ગયો! હાજી નાજીએ હક વાત પ્રગટ કરી દીધી તેથી જનાબ ઇમામ ઇસમાઇલ અ૦ નો જીવન અશનાઅસરીઓની પાસે તો પાક પાકીઝા છે. તેનાથી આવું પાપી કામ નથી થયું ! સીરફ્ બેઇમાની મી૦ યુગઝની છે ! જેના આધારે તમારા જેવા, બાધડા નાચ કુદ કરી રહીઆ છે ! પણ તેમાં નકલ કરવામાં તમારી બેઇમાની છે. મી૦ યુગઝની ડીક્ષનરીમા તેના કારણુ છે જેમ મઝાહેબુલ ઇસલામ વાળાએ શીઆ ઇસમાઇલીઓને પાક ઇસલામી સમજીઆ છે. તે બને સાહેબોએ તેના કારણુ આપીઆ છે. યાને મુસા કાઝમને માનનાર ટોળો એમ કેતો હતો જે ઇસમાઇલ છાકટો થઇ ગયો છે. તેમાં ખુબી શુ છે કે હઝરત ઇસમાઇલને પોતાના વસી ઇમામે જાફ્રરે સાદક અ૦ મે કરીઆ તો ઇસરારે ઇમામતના લીધે હ૦ ઇસમાઇલ આસમાનની ખબરો ફરમાવવા લાગીઆ કે મારી સાથે મલાએક વાતો કરે છે. તેથી આંધળા જુઠા બેઇમાન, અફ્વા ઉડાવવા લાગીયા કે હ૦ ઇસમાઇલ ગાંડી વાતો કરે છે, શાએદ શરાબ પીધો હશે ! શુ આવા દલાએલ તમોએ તોઆરીખમાં નથી વાંચીઆ ? અને હ૦ ઇસમાઇલ પોતાના નાના ભાઇ મુસા કાઝમને હમેશાં નસીઅત કરતા હતા, સીધો મારગ બતાવતાં હતા, તેને છુપી રીતે મદદ કરતા હતા, તે વાતો બેઇમાની કરી છુપાવી દીધી છે. ધીકાર હોજો તમારા પર કે ઇલઝામ લખવા સાચી વાતો છુપાવી!

હમણા પાક ઇમામ માસુમ માથે જે તમારો મોટો ઇતરાજ હતો તેનો જવાબ તમારા આલમ તરફથી તમોને મલીઓ છે. તેને અમોએ કોઇ લાલચ નથી આપી. તે અશના અસરીઓમાં ભરોસા પાત્ર છે. તેના લખાણુથી તમારા કેવા કાળા મોઢા થઇઆ હશે તેતો તમો દીલમાં સમજતાજ હશો !

(મી. ગૈન તથા અલીભાઇ ને)

રેહમત ભરસ રહી હયે આલે અલી મોહમદ પર.
લાનત ભરસ રહી હયે ચારો તરફ સે તુમ પર.

બાકી હ૦ ઇમામ ઇસમાઇલ અ૦ ઇમામ જાફ્રર સાદક અ૦ ની હયાતીમાં વફાએત કરી ગયા હતા યા જીવતા હતા તેમાં કેની લુચાઇ હતી ? સાચું પુછો તો, તમો માનનારાઓની "ઝરારા બીન અયુન" જેવાઓની જેના માથે ખુદ ઇમામ જાફ્રરે સાદક અ૦ મે લાનત કરી છે. (નારએ અસદુલા ઉલ ગાલબ) બીચારો મુસા કાઝમ શુ કરે ! તેઓને ઇમામ કરી માનવા લાગીઆ તો ઉલટું તેનું નુકસાન થયું તેમાં આવી ખુબી હુશીયારી લાએકાત હતીજ નહી તે વધારે મારી કીતાબ જે પ્રગટ થશે તેમાં વાંચશો હઝરત ઇસમાઇલ જીવતા હતા તેને ઇમામ જાફ્રરે સાદકે પોતાનુ જાએ નશીન મુકરર કરીઓ હતો તેની સાબેતી તમારા કીતાબથી એવી આપીશું, કે જ્યાંસુધી કયામત થાએ તેટલે સુધી તમો કોઇ દીવસ જવાબ

આપવાના નથી! તે તમારી કીતાબ બીહારૂલ અનવાર તેના કરતા મોલાના મોહમ્મદ બાકર મજલીસી અલમા સીરહુ તેની અરબી ઇબારત સીખે "સોટાના મારમાં" વાચશો! "ખુદા ભુલી જાએ છે!" તે નાપાક અકીદો તમારામાં તે દીવસથી ચાલુ થએો છે તેમાં તમો જાણી જોઇ એક સાચા ખુદાના પ્રતીનીધી ઇમામનો હક ગસબ કરવા માટે આવું ખતીમ ઉભું કરો છો તે બધાં તે કીતાબમાં વીસતારથી આપવામાં આવશે!

યા ઇલાહી! યા મોલા! યા ઇમામે ઝમાન! ખરેખર ખુદા, રસુલ, યા ઇમામના દુશમનો દુનીઆમાં પણ ખોઆર ખરાબ થાએ છે! કુદરત પોતાનું કહેર પાપીઓ માથે વરસાવે છે! જુઠાઓના મોઢા કાળા કરે છે! શુકર અલહમદો લીલાહ હ૦ ઇસમાઇલ અ૦ નું નીશકલંક હોવું, તે તેઓના આલમના હાથે થયું! ખરેખર તેજ ઇમામનો મોજેઝો છે! તે ઇમામનો સાચો મોજેઝો છે!!!

હે તાબુતી ખોજાઓ! તમો વીચાર કરો! શું તમારામાં એવો કોઇ વિદ્વાન કે આગેવાન નથી? જે આવા જુઠાઓ મકરબાજ બદમાશોને દાબમાં રાખી શકે! ઇમામ કે નાએબ જેવી ચીઝ યા મુરશદ જેવો આગેવાન તો તમારા માથે કોઇ નથી. તેની તો તમો દુનીઆમાં જરૂર જોતા નથી. પણ એક કોમનો આગેવાન ન હોવાથી આવા લફંગા ધુતી ખાનારા કોમમાં કુસંપ કરાવે છે. તેમાં મોટો ખબીસ તો ગયો, બાકી તેના પલીદ ચેલા આવા કીતના ખોજાઓમાં ઉભા કરે છે તેને કોઇ સમજાવનાર નથી? તમારી કોમના માનવંતા હાજી નાજીએ લખીયું તે તમોએ વાંચીયું હશે કે કાબાનો ખલીફો પારકા પીરોને ગાળો આપે છે! તેથી તાબુતીઓના ઇમાનોને ગાળો મલે છે! મુજતેહદીનો આવો હુકમ નથી કે કોઇના ઇમામ અથવા પીરને ગાળો આપો! તથા મોહીબે દોજહાન કી૦ ૫ હીસો ૧૦ મો તેમાં લખીયું છે કે, સામસામે સખત લખાણ ઠીક નથી દસ વરસથી નુરે હીદાયતવાળો નામદાર આગાખાનને ગાળો આપે છે, તેથી આજે ઇસમાઇલીઓ પણ ઉશકેરાઇ ગયા છે આવી સુચનાઓ તમોને થવા છતાં તાબુતીઓના આગેવાનોની આંખ નથી ઉગડતી, કારણ કે તેઓના આગેવાન સામરામા ચાલીઆ ગયા છે. ઢેઢ, ભંગી, ચમાર, મોચી, ભીલ, કોળીઓની નાતમાં આગેવાન હોયે છે, તે આગેવાનોનો નાતમાં આવાઝ ઇઝત આબરૂ હોય છે, તેના દાબમાં તેના માણુસો રહે છે! અહીં તો આખો મામલો "શુતર બે મોહાર" ચાલે છે, ભાઇઓ આખર તમો ભાઇ પણ ખોજા છો આગાખાનને મુકી ગયા. તમોને ઇસમાઇલી દીન પસંદ ન આવ્યો; પછી તમો નામદાર આગાખાનને ગાળો દેવાનો તેની શાન મુબારકમાં હલકો બોલ વાપરવાનો, અથવા ઇસમાઇલી જમાએતની તમોને નીંદા કરવાનો શો હક છે? તમો મુકી ગયા, નીકળી ગયા, એ તમારી ખુશીની વાત છે, અમો ઇસમાઇલીઓની ખોટી નીંદા ગીબત કરી રહીઆ છે, તે હરામખાઉઓથી બીજો ધંધો નથી થતો પછી બદમાશીના છાપા કાઢી આપસ આપસમાં કુસંપ કલેસ વેર જેર પેદા કરી રહીઆ છે તેના માટે કંઇ હમણાથી કરો નહી તો પરીણામ સારૂં નથી!!

અલબતા તમારા લેખક બદમાશોની અમોએ સખત જાટકણી કાઢી છે! પણ તમારા માન્યતા વાળા ઇમામો માથે કોઇ પણ હુમલો નથી કરીઓ તે આપ જોઇ શકશો કદાચ તમારા ઇમામોના બારામાં કંઇ બોલાઇ પણ જાએ તો તેનું કારણ તમારા બેઇમાન લેખક

છે જે અમારા ઇમામ અ૦ ની શાન મુબારકમાં તમામ હલકી ભાષા વાપરે છે અમો તો તમારા કીતાબના આધાર વીગર એક પણ દલીલ નથી આપતા હમણા બુતપરસ્તીની બે કતાબમાં તમામ, પુરાવા સાથે ડંકાના ચુરે ચુરા કરવામાં આવશે! તે આપ વાંચશો તીઆરે ખાતરી થશે!!!

ઉમીદ છે અલાપાકમાં કે, મારે બુતપરસતી જેવી ગંદી ઝબાન નથી ચલાવવી. પાણીથી મેલું સાફ થાએ છે. પણ કીરકતી કીરકતીથી પાક નથી થતો અને તાબુતીઓની માન્યતા હસવા જેવી છે તે પબલીક વાંચશે તીઆરે ખબર પડશે!

મજકુર બુકમાં તમો શું વાંચશો? તે તાબુતીઓની શું માન્યતા છે? તેના સાચા એહવાલ, તે વાતને ખોટી સાબીત કરનારને રૂ. ૧૦૦૦ હજાર ઇનામ આપવામાં આવશે.

## તેઓની માન્યતાઓ.

૧ અલાપાકને બધુ યાદ છે, પણ કોઇ કોઇ વખત ખાસ તાબુતીઓની સગવડ ખાતર ભુલી જાએ છે!!!

૨ ચાલુ કુરાન શરીફ, અલાપાકનો કલામ નથી, પણ બયાઝે ઉસમાની છે, તેમાં અધરમીઓના વાકયો છે! સાચો કુરાન સામરાની ગારમાં મહેદી પાસે છે!!!

૩ તે સામરાનો મેહદી ગારમાંથી નીકળસે ત્યારે અશનાસરી જે ન થશે, ન હશે, તે બધાઓને મારી ફના કરી દેશે! પછી ચાહે હીંદુ હો! મુસલમાન હો! યાહુદી હો! નસારી હો! પછી મુવેલાઓને જીવતા કરી તેને ઘણું દુખ દેસે તેઓની પાસેથી કામ લેશે. અશના-અસરીઓને માલા માલ કરી દેશે! ખુબ મજા કરાવશે!!!

૪ આરીયાસમાજીઓ! માફક, નીયોગ યાને મુતા, ઘડીભરનો, એક બે કલાકનો, આખી રાતનો, મહીનાનો, વરસનો, તેમાં સવાબના દગલા છે આવું ભુંડું કામ કરો! બેહસ્તમાં જાઓ!!

૫ તાઝીઆ કરવા તે ખાસ બુતપરસતી છે! તે અલાપાકના કલામથી સાબીત કરો કે તેને ટોડો ખાસ બુતપરસત છે.

૬ આદાબે મુજાઝીઅતના મસલા, હવસ હીરસના હસવા લાએક.

૭ ગમે તેવા ગુના કરો! ભલેકે છીનાલ રાંડ હો! તે પણ ઇમામ હુસેનના ગમમાં એક આંસુ પાડે તો બેહશત તેના માથે વાજબ થઇ જશે!!!

૮ જનાબ હ. મેહદી સાહેબ તેની પેદાએશનો સાચો જીકર! અને પેદા થયા હતા, અને હજી જીવતા છે! પેદા થશે કે, બધા ગપગોળા છે?!!

૯ હ૦ અલી અ૦ વાઘના અવતારમાં અને માછલીના અવતારમાં હતા, અને તે ખુદા જેવા છે!!!

૧૦ એક સુન્નરની બયત કરવી, તે ખાનદાની સુન્નરનો અજાએબ કીસો!!!

૧૧ અવતારનું કબુલ કરવું, કે મુન્તકલ થાએ છે! આદમથી આગળ નુરે મોહમદી યાને પંજતન અવતાર લેના આવીઆ, અને તે છેલો અવતાર મેહદી બારમું છે!!

૧૨ જનાબ ગરીબુલ ગુરબાનો સાચો એહવાલ, તેણે ગરીબીમાં ઝીંદગી પસાર કરી કે પુરેપુરી મોજમજા કરી! તેની કબરની ઝીઆરત! તેમાં નવે હજનો સવાબ.

૧૩ મુસલમાન ન હોય મગર કરબલાની ખાક તેના માથે પડે તો જનતી થઇ જાએ.

૧૪ મલાએકા એક કબરમાંથી જનાઝાને કાઢવા આવીઆ, તે માહા પાપી હતો, પણ તેઓને ઇમામ હુસેન અ૦ મે કાઢવા ન દીધા! પછી ઇમામ વધે કે ખુદા વધે!!!

૧૫ ગેબ-ને કુબરામાં નીલસમે હોશીરૂઆને ભુલાવે તેવી વારતાઓ જે વાંચના હસવું આવે!!!

૧૬ તેઓની પેરવી ઇસલામથી ઉલટી! શીરક! બુતપરસ્તી! વીચીત્ર માન્યતાઓ! હસવા જેવીજ બધી બાબતો! તથા તમોને ઘણું વાંચવાનુ, છુપી બાબતો જાણવાનુ હાથ લાગશે. ઇનશાલા એક વખત વાંચવાથી કેવો પણ તેઓનો મોટો આલીમ પાચ મીનીટમાં ૨૫ ચકર થઇ જશે! પાછો કોઇ દિવસ મુકાબલો નહિ કરશે! માટે દરેક ભાઇએ આવા પુસ્તકમાં મદદ કરવી, બુકો વકફ કરાવવી જેમાંથી આપણા બુલેલા ભાઇઓને ફેઝ પોંચે તેથી કીમત સીરફ આઠ આના રાખી છે! જે દરેક માણસ લભ લઇ શકે, અને પુસ્તક ગણુ મોટુ થશે.

વસલ્લામ.

